# ENGLISH TEACHER.



# ઇંગ્લિશ ટીચર

શિક્ષકની મદદ વગર અંગ્રેજી શિખવાની સહેલી ચોપડી.

## ભાગ ૨ જો.



લેખક

આનંદરામ ટી. શાહાની.

કિંમત છ આના.

[illegible]

આવૃત્તિ પહેલી. ૧૯૨૬.

ધી એડ્યુકેશનલ પબ્લિશિંગ કું૦

કરાંચી.

# ENGLISH TEACHER.

# ઇંગ્લિશ ટીચર

શિક્ષકની મદદ વગર અંગ્રેજી શિખવાની સહેલી ચોપડી.

## ભાગ ૨ જો.



લેખક

આનંદરામ ટી. શાહાની.

---

કિંમત ૭ આના.

---



---

આવૃત્તિ પહેલી. ૧૯૨૬.

ધી એડયુકેશનલ પબ્લિશિંગ કું૦

કરાચી.

# ENGLISH TEACHER PART II.

# ઇંગ્લિશ ટીચર.

## ભાગ બીજો.

## *First Lesson.* ફર્સ્ટ લેસન. પહેલો પાઠ.

---

### વિશેષણ.

| | | |
|---|---|---|
| Sweet | સ્વીટ | મીઠું, મધુરૂં, ગળ્યું. |
| Large | લાર્જ | મોટું. |
| Wise | વાઇઝ | ડાહ્યું, શાણું, બુદ્ધિવાન. |
| Useful | યુસફુલ | ઉપયોગી. |
| Lazy | લેઝી | આળસુ, સુસ્ત. |
| Many | મેની | ઘણાં, બહુ. |
| A few | એ ફ્યુ | થોડાં. |
| Long | લૉંગ | લાંબું. |
| Short | શૉર્ટ | નાનું, ટુંકું. |

| | | |
|---|---|---|
| Warm | વૉર્મ | ઉનું, ગરમ. |
| Ripe | રાઇપ | પાકેલું. |
| Unripe, raw | અનરાઇપ; રૉ | કાચું. |
| Dry | ડ્રાઇ | સૂકું. |
| Wet | વેટ | ભીનું. |
| Damp | ડૅમ્પ | ભેજવાળું. |
| Full | ફુલ્ | ભરેલું. |
| Empty | એમ્ટી | ખાલી. |
| Hard | હાર્ડ | કઠણ, સખત, મુશ્કેલ. |
| Soft | સૉફ્ટ | નરમ, ઢીલું. |
| Strong | સ્ટ્રૉંગ | મજબુત. |
| Weak | વીક્ | નબળું. |
| Thick | થિક્ | જાડું. |
| Thin | થિન્ | પાતળું. |

ઉપર બતાવેલાં વિશેષણો ત્રણે જાતીમાં વાપરી શકાય છે:—

ઘણા માણસો Many men, (નર જાતી.)

ઘણી સ્ત્રીઓ Many women, (નારી જાતી.

ઘણાં છોકરાં Many children (નાન્યતર જાતી.)

## COMMON WORDS. કૉમન વર્ડઝ. સાધારણ શબ્દો.

| | | |
|---|---|---|
| Air | એઅર | હવા. |
| Climate | ક્લાઇમેટ | હવા-પાણી. |
| Country | કન્ટ્રી | મુલક. |
| Only | ઓન્લી | ફક્ત, માત્ર. |
| Summer | સમર | ઉનાળો. |
| Winter | વિન્ટર | શિઆળો. |
| Yet | યેટ | હજુ. હજુ સુધી |
| As yet | ઍઝ યેટ | |

### વાક્યો.

| | | |
|---|---|---|
| This mango is sweet. | ધિસ મૅન્ગો ઇઝ સ્વીટ | આ કેરી મીઠી છે. |
| These apples are not ripe yet. | ધીઝ ઍપલ્સ આર નૉટ રાઇપ યેટ | આ સુફ઼ હજુ પાક્યાં નથી. |
| They are unripe. | ધે આર અનરાઇપ | તેઓ કાચાં છે. |
| That house is very large. | ધૅટ હાઉસ ઇઝ વેરી લાર્જ | તે ઘર બહુ મોટું છે |
| The air is warm. | ધી એઅર ઇઝ વૉર્મ | હવા ગરમ છે. |

| | | |
|---|---|---|
| Your son is very lazy. | યુઅર સન ઇઝ વેરી લેઝી | તમારો દીકરો બહુ આળસુ છે. |
| This water is very cold. | ધિસ વૉટર ઇઝ વેરી કોલ્ડ | આ પાણી ઘણું ઠંડું છે. |
| That man is very poor. | ધૅટ મૅન ઇઝ વેરી પુઅર | તે માણસ ઘણો ગરીબ છે. |
| Put this book in the new box. | પુટ ધિસ બુક ઇન ધી ન્યુ બૉક્સ | આ ચોપડી નવી પેટીમાં મુકો. |
| This is a new bungalow. | ધિસ ઇઝ એ ન્યુ બંગલો | આ નવો બંગલો છે. |
| Those bungalows are very old. | ધોઝ બંગલોઝ આર વેરી ઓલ્ડ | તે બંગલાઓ બહુ જુના છે. |
| This is a useful book. | ધિસ ઇઝ એ યુસફુલ બુક | આ ચોપડી ઉપયોગી છે. |
| Where there many men in the garden? | વેર ધેઅર મેની મેન ઇન ધી ગાર્ડન? | બગીચામાં ઘણાં માણસો હતાં? |
| No, only a few. | નો, ઓન્લી એ ફયુ | ના, ફક્ત થોડાં. |
| Don't go by that long road. | ડોન્ટ ગો બાઇ ધૅટ લૉંગ રોડ | તે લાંબે રસ્તે જશો નહિ. |
| In summer the days are long. | ઇન સમર ધી ડેઝ આર લૉંગ | ઉનાળામાં દિવસો મોટા હોય છે. |

| | | |
|---|---|---|
| and nights are short | ઍન્ડ નાઇટ્સ આર શૉર્ટ | અને રાત નાની હોય છે. |
| In winter the nights are long. | ઇન વિન્ટર ધી નાઇટ્સ આર લૉંગ | શિઆળામાં રાત મોટી હોય છે, |
| and days are short. | ઍન્ડ ડેઝ આર શૉર્ટ | અને દિવસો ટુંકા હોય છે. |
| Is this box full or empty ? | ઇઝ ધિસ બૉક્સ ફુલ ઑર એમ્ટી | આ પેટી ભરેલી છે કે ખાલી ? |
| Is this pencil hard or soft ? | ઇઝ ધિસ પેન્સિલ હાર્ડ ઑર સૉફ્ટ ? | આ પેન્સીલ કઠણ છે કે નરમ ? |
| That man is very strong ? | ધૅટ મૅન ઇઝ વેરી સ્ટ્રૅાગ | તે માણસ ઘણો મજબુત છે. |
| Give me a thick paper. | ગિવ્ મી એ થિક્ પેપર | મને જાડો કાગળ આપો. |
| This paper is very thin. | ધિસ પેપર ઇઝ વેરી થિન્ | આ કાગળ ઘણો પાતળો છે. |
| The climate of Sukkur is dry. | ધી ક્લાઇમેટ ઑાવ સકર ઇઝ ડ્રાઇ | સખ્ખરની હવા સુકી છે. |
| Karachi is very damp. | કરાચી ઇઝ વેરી ડૅમ્પ | કરાંચીની હવા ઘણી ભેજવાળી છે. |

| | | |
|---|---|---|
| My clothes are wet. | માઇ ક્લોધ્ઝ આર વેટ | મારાં કપડાં ભીનાં છે. |
| India is a very large country. | ઇન્ડિયા ઇઝ એ વેરી લાર્જ કન્ટ્રી | હિંદુસ્થાન ઘણો મોટો દેશ છે. |
| The shop of that man was dirty. | ધી શૉપ ઑવ ધૅટ મૅન વૉઝ ડર્ટી | તે માણસની દુકાન ઘણી ગંદી હતી. |

---

## *Second Lesson.* સેકંડ લેસન પાઠ ૨જો.

### વિશેષણો (ચાલુ)

| | | |
|---|---|---|
| True | ટ્રુ | સાચું; ખરૂં. |
| False | ફૉલ્સ | ખોટું; જૂઠું. |
| Difficult | ડિફિકલ્ટ | અઘરૂં; કઠણુ. |
| Easy | ઇઝી | સહેલું; સરળ; સુગમ |
| Honest | ઑનેસ્ટ | પ્રમાણિક; નિમકહલાલ |
| Dishonest | ડિસઑનેસ્ટ | અપ્રમાણિક; નિમકહરામ. |
| Fast | ફાસ્ટ | તેજદોર; ઉતાવળો; આગળ. |
| Slow | સ્લો | ધીમું; પાછળ. |

| | | |
|---|---|---|
| Active | ઍક્ટિવ | ચાલાક; ચંચળ. |
| Brave | બ્રેવ | વીર; જવાંમર્દ; બહાદુર. |
| Fresh | ફ્રેશ | તાજું |
| Happy | હૅપિ | સુખી; કુશળ; ખુશ. |
| Glad | ગ્લૅડ | પ્રસન્ન; આનંદી |
| Sorry | સૉરિ | ખિન્ન; દિલગીર. |
| Swift | સુઇફ્ટ | વેગવાળું; ઝડપવાળું. |
| High | હાઈ | ઉંચું; ઉન્નત. |
| Deep | ડીપ | અગાધ; ઉંડું |
| Sharp | શાર્પ | પાણીદાર; ચાલાક. |
| Blunt | બ્લન્ટ | બુઠ્ઠું. |
| White | વ્હાઇટ | સફેદ; ધોળું. |
| Red | રેડ | લાલ; રાતું. |
| Green | ગ્રીન | લીલું. |
| Yellow | યેલો | પીળું |
| Blue | બ્લૂ | આસ્માની; વાદળી. |
| Brown | બ્રાઉન | બદામી; તપકિરિઆ. |

| | | |
|---|---|---|
| Purple | પર્પલ | જાંબુડો. |
| Colour | કલર | રંગ |

---

## વાક્યો.

| | | |
|---|---|---|
| Is this news true ? | ઇઝ ધિસ ન્યુઝ ટ્રુ | આ ખબર સાચી છે ? |
| It is not false. | ઇટ ઇઝ નૉટ ફૉલ્સ | તે જુઠી નથી. |
| English is difficult. | ઇંગ્લિશ ઇઝ ડિફિકલ્ટ | અંગ્રેજી કઠણ છે. |
| Hindi is easy. | હિન્દી ઇઝ ઇઝી | હિન્દી સરળ છે. |
| My servant is honest. | માઇ સર્વન્ટ ઇઝ ઑનેસ્ટ | મારો નોકર પ્રમાણિક છે. |
| My clock is fast. | માઇ ક્લૉક ઇઝ ફાસ્ટ | મારું ઘડિઆળ આગળ છે. |
| Your watch is slow. | યુઅર વૉચ ઇઝ સ્લો | તમારું ઘડિઆળ પાછળ છે. |
| His son is very active. | હિઝ સન ઇઝ વેરી ઍક્ટિવ | તેમનો છોકરો ઘણો ચાલાક છે. |
| You are a brave boy. | યુ આર એ બ્રેવ બૉય | તું બહાદુર છોકરો છે. |

| | | |
|---|---|---|
| Is this milk fresh ? | ઇઝ ધિસ મિલ્ક ફ્રેશ | આ દુધ તાજું છે ? |
| We are quite happy here. | વુઈ આર કુઆઇટ હૅપિ હિઅર | અહિં અમે બધા કુશળ છીએ. |
| I am very glad. | આઇ ઍમ વેરી ગ્લૅડ | હું બહુ પ્રસન્ન છું. |
| My horse is very swift. | માઇ હૉર્સ ઇઝ વેરી સુઇફ્ટ | મારો ઘોડો ઘણો ઝડપવાળો છે. |
| Houses in Bombay are very high. | હાઉસિઝ ઇન બૉમ્બે આર વેરી હાઇ | મુંબઇમાં ઘરો ઘણાં ઉંચા છે. |
| How deep is the water? | હાઉ ડીપ ઇઝ ધી વૉટર | પાણી કેટલું ઉંડું છે ? |
| Is this knife sharp or blunt? | ઇઝ ધિસ નાઇફ શાર્પ ઑર બ્લન્ટ | આ ચાકું પાણીદાર છે કે બુઠું છે ? |
| Give me that white shirt. | ગિવ મી ધૅટ વ્હાઇટ શર્ટ | મને પેલું ધોળું ખમીસ આપો. |
| Where is your green coat ? | વ્હેઅર ઇઝ યુઅર ગ્રીન કોટ | તમારો લીલો કોટ કયાં છે ? |
| Show me that blue cloth. | શો મી ધૅટ બ્લૂ ક્લૉથ | મને પેલું આસમાની કપડું બતાવો. |

| | | |
|---|---|---|
| Don't give those white towels to the washerman. | ડાન્ટ ગિવ ધોઝ વ્હાઇટ ટૉવિલ્સ ટુ ધી વૉશરમૅન | ધોબીને પેલા ધોળા ટુવાલો આપશો નહિ. |
| The sky is blue. | ધી સ્કાઇ ઇઝ બ્લુ | આકાશ વાદળી છે. |
| What colour is this ? | વ્હૉટ કલર ઇઝ ધિસ. | આ કેવો રંગ છે ? |
| Is it red or brown ? | ઇઝ ઇટ રેડ ઑર બ્રાઉન | તે લાલ છે કે તપકિરિઓ ? |
| It is yellow. | ઇટ ઇઝ યેલો | તે પીળો છે. |
| The name of this colour is purple. | ધી નેમ ઓવ ધિસ કલર ઇઝ પર્પલ | આ રંગનું નામ જાંબુડો છે. |
| His coat is blue. | હિઝ કોટ ઇઝ બ્લુ | તેનો કોટ વાદળી છે. |
| My shirt is green ; | માઇ શર્ટ ઇઝ ગ્રીન | મારું ખમીસ લીલું છે, |
| and your turban is yellow. | ઍન્ડ યુઅર ટરબન ઇઝ યેલો | અને તમારી પાઘડી પીળી છે. |



**Third lesson. થર્ડ લેસન પાઠ ૩જો.**

અંગ્રેજીમાં જ્યારે બે ચીજોની સરખામણી કરવી હોય ત્યારે વિશેષણની પછી er લગાડવો જોઇએ. જેમકે "**Small-er**

 

(સ્મૅાલર)–વધારે નાનો" અને જે ચીજની સાથે સરખામણી થાય તેની આગળ " than (ધૅન)–થી"મુકવું જોઇએ. દાખલા તરીકે "આ ઘર તે ઘરથી નાનું છે." તેને અંગ્રેજીમાં "This house is smaller than that house" ("ધિસ હાઉસ ઇઝ સ્મૅાલર ધૅન ધૅટ હાઉસ") આવી રીતે લખાય.

(૨) જ્યારે ઘણી ચીજોની સરખામણી કરવી હોય તો વિશેષણની પછી est લગાડવો જોઇએ. જેમકે "Small-est સહુથી નાનો" અને તેની આગળ "the" લગાડવો જોઇએ. દાખલા તરીકે "This is the smallest room" ("ધિસ ઇઝ ધી સ્મૅાલેસ્ટ રૂમ") "આ ઓરડો સહુથી નાનો છે." અથવા This room is the smallest of all*" (ધિસ રૂમ ઇઝ ધી સ્મૅાલેસ્ટ ઑાવ ઑાલ) આ ઓરડો બધા કરતાં નાનો છે."

| Examples. | એગ્ઝાંમ્પલ્સ. | દાખલાઓ. |
|---|---|---|
| Cold | કોલ્ડ | ઠંડું. |
| Colder | કોલ્ડર | વધારે ઠંડું. |
| Coldest | કોલ્ડેસ્ટ | સહુથી ઠંડું. |
| Swift | સુઇફ્ટ | ઝડપવાળું. |

* આવાં વાક્યોમાં "of all" (સહુથી.) અતિશ્રેષ્ઠ વિશેષણના પછી લખાય.

| | | |
|---|---|---|
| Swifter | સુઇફ્ટર | વધારે ઝડપવાળું. |
| Swiftest | સુઇફ્ટેસ્ટ | સહુથી વધારે ઝડપવાળુ. |
| Young | યંગ | નાનો. |
| Younger | યંગર | તેથી નાનો. |
| Youngest | યંગેસ્ટ | સહુથી નાનો. |
| Thick | થિક | જાડું. |
| Thicker | થિકર | તેથી જાડું. |
| Thickest | થિકેસ્ટ | સહુથી જાડું. |
| Large * | લાર્જ | મોટું. |
| Larger | લાર્જર | તેથી મોટું. |
| Largest | લાર્જેસ્ટ | સહુથી મોટું. |
| Wise * | ઉવાઇઝ | ડાહ્યો. |
| Wiser | ઉવાઇઝર | તેથી ડાહ્યો. |
| Wisest | ઉવાઇઝેસ્ટ | સહુથી ડાહ્યો. |

**વાકયો.**

| | | |
|---|---|---|
| This boy is wiser than that boy. | ધિસ બૅાય ઇઝ વાઇઝર ધૅન ધૅટ બૅાય. | આ છોકરો પેલા છોકરા કરતાં ડાહ્યો છે. |

---

* જ્યારે વિશેષણની પછી પહેલાંથીજ e હોય તો ફક્ત r અને st લગાડવું જોઇએ. જેમકે Largeનું Largerને Largest.

| | | |
|---|---|---|
| Mohan is older than that boy. | મોહન ઇઝ ઓલ્ડર ધૅન ધૅટ બૉય. | મોહન પેલા છોકરાથી મોટો છે. |
| It is colder to-day than it was yesterday. | ઇટ ઇઝ કોલ્ડર ટુ-ડે ધૅન ઇટ વૉઝ યૅસ્ટરડે. | કાલ કરતાં આજે વધારે ઠંડી છે. |
| It was warmer yesterday than it is to-day. | ઇટ વૉઝ વૉર્મર યેસ્ટરડે ધૅન ઇટ ઇઝ ટુ-ડે. | આજ કરતાં કાલ વધારે ગરમી હતી. |
| My horse is swifter than your horse. | માઇ હૉર્સ ઇઝ સુઇફ્ટર ધૅન યુઅર હૉર્સ. | તમારા ઘોડાં કરતાં મારો ઘોડો વેગવાળો છે. |
| That cloth is thicker than this cloth. | ધૅટ કલૉથ ઇઝ થિકર ધૅન ધિસ ક્લૉથ | પેલું કપડું આ કપડ કરતાં જાડું છે. |
| This bungalow is smaller than that bungalow. | ધિસ બંગલો ઇઝ સ્મૉલર ધૅન ધૅટ બંગલો. | આ બંગલો પેલા બંગલા કરતાં નાનો છે. |
| My house is larger than that house. | માઇ હાઉસ ઇઝ લાર્જર ધૅન ધૅટ હાઉસ | મારૂં ઘર તે ઘર કરતાં મોટું છે. |
| Quetta is colder than Karachi. | કુએટા ઇઝ કોલ્ડર ધૅન કરાચી. | કવેટા કરાચી કરતાં ઠંડું છે. |

| | | |
|---|---|---|
| The elephant is larger than the horse. | ધી એલીફન્ટ ઇઝ લાર્જર ધૅન ધી હૅાર્સ | હાથી ઘોડા કરતાં મોટો છે. |
| The fox is smaller than the dog. | ધી ફૅાક્સ ઇઝ સ્મૅાલર ધૅન ધી ડૅાગ | લોંકડી કુતરા કરતાં નાની છે. |
| The horses are swifter than the elephants. | ધી હૅાર્સિઝ આર સ્વીફ્ટર ધૅન ધી એલીફન્ટ્સ | ઘોડાઓ હાથી કરતાં ઝડપવાળા હોય છે. |
| This room is higher than that room. | ધિસ રૂમ ઇઝ હાયર ધૅન ધૅટ રૂમ. | આ ઓરડો તે ઓરડા કરતા ઉંચો છે. |
| This merchant is richer than that merchant. | ધિસ મર્ચન્ટ ઇઝ રિચર ધૅન ધૅટ મર્ચન્ટ. | આ વેપારી પેલા વેપારી કરતાં પૈસાદાર છે. |
| His watch is cheaper than this. | હિઝ વૅાચ ઇઝ ચીપર ધૅન ધિસ | તેની ઘડીઆલ આના કરતાં સસ્તી છે. |
| I am younger than my brother. | આઇ ઍમ યંગર ધૅન માઇ બ્રધર. | હું મારા ભાઇ કરતાં નાનો છું. |
| Karachi is dearer than Sukkur. | કરાચી ઇઝ ડીઅરર ધૅન સક્કર. | કરાચી સક્કર કરતાં પ્યારૂં છે. |

— — —

# *Fifth Lesson.* ફિફ્થ લેસન પાઠ પાંચમો.

| | | |
|---|---|---|
| Old | ઓલ્ડ | ઘરડું; જુનું; વૃદ્ધ. |
| Tall | ટૉલ | લાંબું. |
| Fine | ફાઇન | ઝીણું; સરસ; સુંદર. |
| Friend | ફ્રેન્ડ | મિત્ર; ભાઇબંધ. |
| Way | ઉવે | માર્ગ; રસ્તો. |
| Class | ક્લાસ | વર્ગ; ભણવાનો ઓરડો. |
| Village | વિલેજ | ગામડું. |
| Place | પ્લેસ | જગ્યા; પ્રદેશ. |
| Building | બિલ્ડિંગ | મકાન; ઘર. |

---

## વાક્યો.

| | | |
|---|---|---|
| This is the largest box. | ધિસ ઇઝ ધી લાર્જેસ્ટ બૉક્સ. | આ સહુથી મોટી પેટી છે. |
| The elephant is the largest of all animals. | ધી એલીફન્ટ ઇઝ ધી લાર્જેસ્ટ ઑવ ઑલ ઍનીમલ્સ. | હાથી સર્વે પ્રાણી ઓ કરતાં મોટો છે. |

| | | |
|---|---|---|
| This is the youngest son of my friend. | ધિસ ઇઝ ધી યંગેસ્ટ સન ઑવ માઇ ફ્રેન્ડ. | આ મારા મિત્રનો સહુથી નાનો પુત્ર છે. |
| Which is the cheapest shop here ? | વ્હિચ ઇઝ ધી ચીપેસ્ટ શૉપ હીઅર ? | અહીંઆ સહુથી સસ્તી દુકાન કઇ છે? |
| Is this the longest way ? | ઇઝ ધિસ ધી લૉંગેસ્ટ વે ? | આ રસ્તો સહુથી લાંબો છે ? |
| Which is the shortest road to Tando? | વ્હિચ ઇઝ ધી શૉર્ટેસ્ટ રોડ ટુ ટંડો? | ટંડો જવાનો સહુ ટુંકો રસ્તો કયો છે ? |
| Who is the oldest merchant in the Bazar ? | હૂ ઇઝ ધી ઓલ્ડેસ્ટ મર્ચન્ટ ઇન ધી બઝાર? | બજારમાં સહુથી જુનો વેપારી કોણ છે ? |
| Who is the smallest boy in the class ? | હૂ ઇઝ ધી સ્મૉલેસ્ટ બૉય ઇન ધી ક્લાસ? | વર્ગમાં સંહુથી નાનો છોકરો કોણ છે ? |
| Is he the youngest son of your brother ? | ઇઝ હી ધી યંગેસ્ટ સન ઑવ યુઅર બ્રધર ? | તે તમારા ભાઇનો સહુથી નાનો પુત્ર છે ? |
| Quetta is the coldest place in this country. | ક્વેટા ઇઝ ધી કોલ્ડેસ્ટ પ્લેસ ઇન ધિસ કન્ટ્રી. | ક્વેટા આ દેશમાં સહુથી ઠંડો પ્રદેશ છે. |

| | | |
|---|---|---|
| This is the oldest bungalow in Karachi. | ધિસ ઇઝ ધી ઓલ્ડેસ્ટ બંગ્લો ઇન કરાચી. | કરાચીમાં આ સહુથી જુનો બંગલો છે. |
| Who is the oldest man in your village? | હૂ ઇઝ ધી ઓલ્ડેસ્ટ મૅન ઇન યુઅર વિલેજ? | તમારા ગામમાં કયો માણુસ સહુથી જુનો છે? (વૃદ્ધ છે?) |
| This is the finest building in Bombay. | ધિસ ઇઝ ધી ફાઇનેસ્ટ બિલ્ડિંગ ઇન બૉમ્બે. | મુમ્બઇમાં આ સહુથી સુંદર મકાન છે. |
| This is the tallest tree in the garden. | ધિસ ઇઝ ધી ટૅલેસ્ટ ટ્રી ઇન ધી ગાર્ડન | બગીચામાં સહુથી લાંબુ ઝાડ આ છે. |

---

## *Fifth Lesson.* ફિફ્થ લેસન પાઠ પાંચમો.

| | | |
|---|---|---|
| Big | બિગ | મોટું |
| Bigger | બિગર | તેનાથી મોટું |
| Biggest | બિગેસ્ટ | સહુથી મોટું |
| Hot | હૉટ | ગરમ |
| Hotter | હૉટર | તેનાથી ગરમ |

| | | |
|---|---|---|
| Hottest | હૉટેસ્ટ | સહુથી ગરમ |
| Thin | થિન્ | પાતળું |
| Thinner | થિનર | તેથી પાતળું |
| Thinnest | થિનેસ્ટ | સહુથી પાતળું |
| Easy | ઈઝી | સહેલું |
| Easier | ઈઝિઅર | તેથી સહેલું |
| Easiest | ઈઝિએસ્ટ | સહુથી સહેલું |
| Lazy | લેઝી | આળસુ |
| Lazier | લેઝિઅર | તેથી આળસુ |
| Laziest | લેઝિએસ્ટ | સહુથી આળસુ |
| Heavy | હેવી | ભારે |
| Heavier | હેવિઅર | તેથી ભારે |
| Heaviest | હેવિએસ્ટ | સહુથી ભારે |
| Dry | ડ્રાઈ | સૂકું |
| Drier | ડ્રાયર | તેથી સૂકું |

| | | |
|---|---|---|
| Driest | ડ્રાએસ્ટ | સહુથી સૂકું |
| Happy | હૅપી | સુખી |
| Happier | હૅપિઅર | તેથી સુખી |
| Happiest | હૅપિએસ્ટ | સહુથી સુખી |

---

### વાકયો.

| | | |
|---|---|---|
| This is bigger than that. | ધિસ ઇઝ બિગર ધૅન ધૅટ | આ તેથી મોટું છે. |
| Bombay is bigger than Karachi. | બૉમ્બે ઝઇ બિગર ધૅન કરાચી | બોમ્બે કરાચીથી મોટું છે. |
| Sukkur is hotter than Hyderabad. | સકર ઇઝ હૉટર ધૅન હૈદ્રાબાદ | સકર હૈદ્રાબાદ કરતાં ગરમ છે. |
| This cloth is thinner than that. | ધિસ કલૉથ ઇઝ થિનર ધૅન ધૅટ | આ લુગડું તે થી ઝીણું છે. |
| Gujarati is easier than English. | ગુજરાતી ઇઝ ઇઝિઅર ધૅન ઇંગ્લિશ | ગુજરાતી અંગ્રેજીથી સ્હેલું છે. |
| This box is heavier than that. | ધિસ બૉક્સ ઇઝ હેવિઅર ધૅન ધૅટ | આ પેટી તેથી ભારી છે. |

| | | |
|---|---|---|
| Hyderabad is drier than Karachi. | હૈદ્રાબાદ ઇઝ ડ્રાયર ધૅન કરાચી | હૈદ્રાબાદ કરાચી કરતાં સુકું છે. |
| Some men are happier than others. | સમ મેન આર હૅપિઅર ધૅન અધર્સ. | કોઇ માણસો બીજાઓ કરતાં સુખી હોય છે. |
| Calcutta is the biggest city in India. | કલકત્તા ઇઝ ધી બિગેસ્ટ સિટી ઇન ઇન્ડિઆ. | કલકત્તા હિંદુસ્તાનમાં સહુથી મોટું શહેર છે. |
| Jacobabad is the hottest place in India. | જેકબાબાદ ઇઝ ધી હૉટેસ્ટ પ્લેસ ઇન ઇન્ડિઆ. | જેકબાબાદ હિંદુસ્તાનમાં સહુથી ગરમ જગા છે. |
| May is the hottest month of the year. | મે ઇઝ ધી હૉટેસ્ટ મન્થ ઑવ ધી યીઅર | મે મહિનો વરસનો સહુથી ગરમ મહિનો છે. |
| Hindi is the easiest language. | હિંદી ઇઝ ધી ઈઝિએસ્ટ લૅન્ગઉએજ | હિંદી સહુથી સહેલી ભાષા છે. |
| He is the laziest boy in the class. | હી ઇઝ ધી લેઝિએસ્ટ બૉય ઇન ધી ક્લાસ. | તે વર્ગમાં સહુથી આળસુ છોકરો છે. |
| Which is the biggest bank in India? | વ્હિચ ઇઝ ધી બિગેસ્ટ બૅંક ઇન ઇન્ડિઆ | હિંદુસ્તાનમાં કઇ બૅંક સહુથી મોટી છે? |

## *Sixth Lesson.* સિક્સ્થ લેસન પાઠ છઠ્ઠો.

### કેટલાક વિશેષણો અનિયમિત છે અને તેની યાદી નીચે આપેલ છે.

| | | |
|---|---|---|
| Good | ગુડ | સારૂં. |
| Better | બેટર | વધારે સારૂં, ઉત્તમ. |
| Best | બેસ્ટ | સહુથી સારૂં, અત્યુત્ત |
| Bad | બૅડ | ખરાબ. |
| Worse | વર્સ | વધારે ખરાબ. |
| Worst | વર્સ્ટ | સહુથી ખરાબ. |
| Much | મચ | ઘણા. |
| Many | મેની | |
| More | મોર | અધીક. |
| Most | મોસ્ટ | તેથી અધીક. |
| Little | લિટ્લ | થોડું, નાનું. |
| Less | લેસ | તેથી થોડું--નાનું. |
| Least | લીસ્ટ | સહુથી થોડું—નાનું. |
| Old | ઓલ્ડ | જુનું, મોટો, મોટી. |

| | | |
|---|---|---|
| Elder* | એલ્ડર | તેથી મોટું-મોટો-મોટી. |
| Eldest* | એલ્ડેસ્ટ | સહુથી મોટું-મોટો-મોટી |

વાક્યો.

| | | |
|---|---|---|
| This book is better than that book. | ધિસ બુક ઇઝ બેટર ધૅન ધૅટ બુક | આ ચોપડી તે ચોપડી કરતાં સારી છે. |
| This is the best book. | ધિસ ઇઝ ધી બેસ્ટ બુક | આ સહુથી સરસ ચોપડી છે. |
| This house is worse than that. | ધિસ હાઉસ ઇઝ વર્સ ધૅન ધૅટ | આ ઘર તેનાથી ખરાબ છે. |
| This pen is worst of all. | ધિસ પેન ઇઝ વર્સ્ટ ઑવ ઑલ | આ કલમ સહુથી ખરાબ છે. |
| Is this less than that? | ઇઝ ધિસ લેસ ધૅન ધૅટ? | આ તેથી ઓછું છે. |
| No, it is more than that | નો, ઇટ ઇઝ મોર ધૅન ધૅટ | ના, તે તેનાથી વધારે છે. |
| Which is the best shop? | વ્હિચ ઇઝ ધી બેસ્ટ શૉપ? | કઇ દુકાન સહુથી સરસ છે? |

જ્યારે ભાઇ, બેન, દીકરો કે દીકરી વગેરે વચ્ચે નાના મોટાનો મુકાબલો કરવો હોય ત્યારે આ શબ્દો વાપરવા. જેમકે my elder brother. (માઇ એલ્ડર બ્રધર) મારો મોટો ભાઇ.

| | | |
|---|---|---|
| Who is the best boy in the class? | હુ ઇઝ ધી બેસ્ટ બૉય ઇન ધી ક્લાસ | વર્ગમાં કયો છોકરો સહુથી સરસ છે? |
| Show me the best book.* | શો મી ધી બેસ્ટ બુક | મને અતિ ઉત્તમ ચોપડી દેખાડો. |
| He is my elder brother. | હી ઇઝ માઇ એલ્ડર બ્રધર | તે મારો મોટો ભાઇ છે. |
| What is the name of your eldest brother? | વ્હૉટ ઇઝ ધી નેમ ઑાવ યુઅર એલ્ડેસ્ટ બ્રધર | તમારા સહુથી મોટા ભાઇનું શું નામ છે? |
| Is she your eldest daughter? | ઇઝ શી યુઅર એલ્ડેસ્ટ ડૉટર | તે તમારી સહુથી મોટી પુત્રી છે? |
| Give this book to your eldest son. | ગિવ ધિસ બુક ટુ યુઅર એલ્ડેસ્ટ સન | આ ચોપડી તમારા મોટા પૂત્રને આપો. |

---

* જ્યારે વિશેષણ લાંબું હોય અર્થાત બે પદો કરતાં વધારે હોય છે. તેવાં પદોનો મુકાબલો કરતી વખતે more (મોર) વધારે અને most (મોસ્ટ) સૌથી વધારે તેમની આગળ લગાડવામાં આવે છે જેમકે more powerful (મોર પાવરફુલ) વધારે જોરવાળો અને (મોસ્ટ પાવરફુલ) most powerfull સૌથી વધારે જોરવાળો દાખલા તરીકે કોઇ કોઇ એક અથવા બે પદોવાળા વિશેષણોની આગળ પણ more (મોર) ને most (મોસ્ટ) વાપરવાનો રિવાજ થઇ ગયો છે. જેમકે The cow is more lazy than the horse ધી કાઉ ઇઝ મોર લેઝી ધૅન ધી હૅાર્સ) ગાય ઘોડા કરતા વધારે આળસુ છે.

## *Seventh Lesson.* સેવન્થ લેસન. પાઠ ૭મો.

| | | |
|---|---|---|
| Useful | યુસ્ફુલ | ઉપયોગી. |
| More useful | મોર યુસ્ફુલ | વધારે ઉપયોગી. |
| Most useful | મોસ્ટ યુસ્ફુલ | સહુથી વધારે ઉપયોગી. |
| Honest | ઑનેસ્ટ | પ્રમાણિક, નીમક-હલાલ. |
| More honest | મોર ઑનેસ્ટ | વધારે પ્રમાણિક, નીમક-હલાલ. |
| Most honest | મોસ્ટ ઑનેસ્ટ | સહુથી વધારે પ્રમાણિક નીમક-હલાલ. |
| Difficult | ડિફિકલ્ટ | અઘરૂં. |
| More difficult | મોર ડિફિકલ્ટ | વધારે અઘરૂં. |
| Most difficult | મોસ્ટ ડિફિકલ્ટ | સહુથી વધારે અઘરૂં. |
| Powerful | પાવરફુલ | સત્તાવાળો, બળવાળો. |
| More powerful | મોર પાવરફુલ | વધારે સત્તાવાળો, બળવાળો. |
| Most powerful | મોસ્ટ પાવરફુલ | સહુથી વધારે સત્તાવાળો, બળવાળો. |
| Truthful | ટ્રુથફુલ | સાચો. |
| More truthful | મોર ટ્રુથફુલ | વધારે સાચો. |
| Most truthful | મોસ્ટ ટ્રુથફુલ | સહુથી વધારે સાચો. |

## વાક્યો.

| | | |
|---|---|---|
| This book is more useful than that. | ધિસ બુક ઇઝ મોર યુસ્ફુલ ધૅન ધૅટ. | આ ચોપડી પેલી ચોપડી કરતાં વધારે ઉપયોગી છે. |
| Is English more difficult than Gujarati? | ઇઝ ઇંગ્લિશ મોર ડિફિકલ્ટ ધૅન ગુજરાતી? | અંગ્રેજી ભાષા ગુજરાતી કરતા શું વધારે અઘરી છે? |
| Arabic is the most difficult language. | ઍરેબિક ઇઝ ધી મોસ્ટ ડિફિકલ્ટ લૅંગ્વેજ. | અરબી ભાષા બધાથી અઘરી છે |
| The lion is more powerful than the elephant. | ધી લાયન ઇઝ મોર પાવરફુલ ધૅન ધી એલિફન્ટ. | સિંહ હાથી કરતા વધારે તાકાતવાળો છે. |
| He is more truthful than you. | હી ઇઝ મોર ટ્રુથફુલ ધૅન યુ. | તે તમારા કરતા વધારે સાચા બોલો છે. |

---

## *Eighth Lesson.* એટ્થ લેસન. પાઠ ૮મો.

| | | |
|---|---|---|
| I go | આઇ ગો | હું જાઉં છું. |
| You go* | યુ ગો | તું જાય છે. |

*કવિતામાં તથા પરમેશ્વરની પ્રાર્થના કરતી વખતે 'thou goest' 'ધાઉ ગોએસ્ટ' વપરાય છે

| | | |
|---|---|---|
| He goes‡ | હી ગોઝ | તે જાય છે. |
| We go | વુઇ ગો | અમે જઈએ છીએ. |
| You go | યુ ગો | તમે જાઓ છો. |
| They go | ધે ગો | તેઓ જાય છે. |

## સાધારણ ક્રિયાપદો.

| | | |
|---|---|---|
| To come | ટુ કમ | આવવું. |
| To go | ટુ ગો | જવું. |
| To live | ટુ લિવ્ | રહેવું. |
| To read | ટુ રીડ | વાંચવું. |
| To write | ટુ રાઇટ | લખવું. |
| To work | ટુ વર્ક | કામ કરવું. |
| To say | ટુ સે | કહેવું. |
| To return | ટુ રિટર્ન | પાછું ફરવું. |

## વાક્યો.

| | | |
|---|---|---|
| I go there every day. | આઇ ગો ધેઅર એવ્રી ડે. | હું ત્યાં દરરોજ જાઉં છું. |
| I live in this house. | આઇ લિવ્ ઇન ધિસ હાઉસ | હું આ ઘરમાં રહું છું. |
| He lives at Clifton. | હી લિવ્ઝ એટ ક્લિફ્ટન | તે હવાબંદર ઉપર રહે છે. |

‡જે ક્રિયાપદોની પછવાડે s sh ch x z અથવા વ્યંજનની પછવાડે o એ અક્ષરો આવે તો ત્રીજો પુરુષ એકવચન બનાવતી વખતે તેની પછવાડે es લગાડાય છે. બાકીના બીજાં ક્રિયાપદોની પછવાડે ઘણું કરીને s વપરાય છે.

| | | |
|---|---|---|
| They live in a hotel. | ધે લિવ ઇન એ હોટેલ | તેઓ એક વીશીમાં રહે છે. |
| I go to my office at 10 o'clock. | આઇ ગો ટુ માઇ ઑફિસ ઍટ ટેન ઓક્લૉક | હું મારી ઓફીસે દસ વાગે જાઉં છું |
| He goes to school every morning. | હી ગોઝ ટુ સ્કુલ એવ્રી માર્નિંગ. | તે નિશાળે દર સવારે જાય છે. |
| We go the garden every evening. | વુઇ ગો ટુ ધી ગાર્ડન એવ્રી ઇવિનિંગ | અમે દર સાંજે બગીચામાં જઇએ છીએ. |
| I write him a letter every week | આઇ રાઇટ હિમ એ લેટર એવ્રી વીક | હું તેને દર અઠવાડીએ કાગળ લખું । |
| He writes me a letter every month. | હી રાઇટ્સ મી એ લેટર એવ્રી મન્થ | તે મને દર મહિને કાગળ લખે છે. |
| I work in the office from 10 A. M.* to 5 P. M. | આઇ વર્ક ઇન ધી ઑફીસ ફ્રૉમ ટેન એ. એમ. ટુ ફાઇવ પી. એમ. | હું ઓફીસમાં સવારના દશથી સાંજના પાંચ વાગ્યા સુધી કામ કરૂંછું. |
| They work six hours every day. | ધે વર્ક સિક્સ અવર્સ એવ્રી ડે. | તેઓ દરરોજ છ કલાક કામ કરે છે. |

---

*રાતના બાર વાગ્યા પછી અને દિવસના બાર વાગ્યા પહેલાંનો જે વખત છે તેની સાથે A. M. લગાડાય છે અને દિવસના બાર વાગ્યા પછી તથા રાતના બાર વાગ્યા પહેલાંનો જે વખત છે તેની સાથે P. M. લગાડાય છે. જેમકે at 8 A. M. સવારના આઠ વાગે અને at 8 P. M. સાંજના આઠ વાગે.

| | | |
|---|---|---|
| The Lahore Mail goes at 6 P. M. | ધી લાહોર મેલ ગોઝ ઍટ સિક્સ પી. એમ. | લાહોર મેઇલ સાંજના ૬ વાગે જાય છે. |
| The Quetta Mail comes at 7 P. M. | ધી ક્વેટા મેલ કમ્સ ઍટ સેવન પી. એમ. | ક્વેટા મેઇલ સાંજના સાત વાગે આવે છે. |
| He comes here every day. | હી કમ્સ હીઅર એવ્રી ડે. | તે દરરોજ અહીંઆ આવે છે. |
| I return from the office at 5 o'clock. | આઇ રીટર્ન ફ્રોમ ધી ઑફીસ ઍટ ફાઇવ ઓક્લૉક. | હું ઑફિસમાંથી પાંચ વાગે પાછો જાઉંછું. |
| He works in the Post Office. | હી વર્ક્સ ઇન ધી પોસ્ટ ઑફીસ. | તે પોસ્ટ ઑફિસમાં કામ કરે છે. |
| We live in the city. | વુઇ લિવ ઇન ધી સીટી. | અમે શહેરમાં રહીએ છીએ. |
| Who lives in that house? | હૂ લિવ્ઝ ઇન ધૅટ હાઉસ? | તે ઘરમાં કોણ રહે છે? |
| I read one lesson every day. | આઇ રીડ વન લેસન એવ્રી ડે. | હું દરરોજ એક પાઠ વાંચું છું. |
| Mohan writes English well. | મોહન રાઇટ્સ ઈંગ્લિશ વેલ. | મોહન અંગ્રેજી સારૂં લખે છે. |

| | | |
|---|---|---|
| He reads in the high school. | હી રીડ્સ ઇન ધી હાઇ સ્કુલ. | તે હાઇસ્કુલમાં ભણે છે. |
| I go to school at 8 o'clock. | આઇ ગો ટુ સ્કુલ ઍટ એઇટ ઓક્લૉક. | હું આઠ વાગે નિશાળે જાઉં છું. |
| My brother works in this office. | માઇ બ્રધર વર્કસ ઇન ધિસ ઑફિસ | મારો ભાઇ આ ઑફિસમાં કામ કરે છે. |
| Our school opens at 7 A. M. | અવર સ્કુલ ઓપન્સ ઍટ સેવન એ. એમ. | અમારી નિશાળ સવારે સાત વાગે ઉઘડે છે. |
| We play from six to eight P. M. | વુઇ પ્લે ફ્રૅામ સિક્સ ટુ એઇટ પી. એમ. | અમે સાંજે છથી આઠ વાગ્યા સુધી રમીએ છીએ. |
| The English mail comes on Sunday. | ધી ઇંગ્લિશ મેલ કમ્સ ઑન સન્ડે. | ઇંગ્લિશ ટપાલ દર રવિવારે આવે છે. |
| It goes from here on Thursday. | ઇટ ગોઝ ફ્રૅામ હીઅર ઑન થર્સડે | તે દર ગુરૂવારે અહીંથી જાય છે. |
| They write one lesson every day. | ધે રાઇટ વન લેસન એવી ડે. | તેઓ દરરોજ એક પાઠ લખે છે. |

# *Ninth Lesson.* નાઇન્થ લેસન. પાઠ ૯મો.

## ચાલુ વર્તમાનકાળ*નાં ક્રિયાપદનાં રૂપો.

| | | |
|---|---|---|
| I am going | આઇ ઍમ ગોઇંગ. | હું જાઉંછું. |
| You are going§ | યુ આર ગોઇંગ. | તું જાય છે. |
| He is going | હી ઇઝ ગોઇંગ. | તે જાય છે. |
| We are going | વુઇ આર ગોઇંગ. | અમે જઇએ છીએ. |
| You are going | યુ આર ગોઇંગ. | તમે જાઓ છો. |
| They are going | ધે આર ગોઇંગ. | તેઓ જાય છે. |

**નોંધ:**—ક્રિયાપદનાં સાદાં રૂપની પછી ing લગાડવાથી કૃદંત બને છે. જેમકે go ઉપરથી going "ગોઇન્ગ" "જતાં" અને તેની આગળ I am, you are and he is લગાડવાથી ઉપરનો કાળ બને છે.

**દાખલા.**

| | | |
|---|---|---|
| To eat | ટુ ઇટ. | ખાવું. |
| Eating | ઇટિંગ. | ખાતાં. |
| To drink | ટુ ડ્રિન્ક. | પીવું. |
| Drinking | ડ્રિકિંગ | પીતાં. |
| To ask | ટુ આસ્ક. | પૂછવું. |
| Asking | આસ્કિંગ. | પૂછતાં. |
| To walk | ટુ વૅાક. | ચાલવું. |
| Walking | વૅાકિંગ. | ચાલતાં. |

*આ કાળ એમ દેખાડે છે કે કોઇપણ કામ કોઇપણ વખતથી શરૂ છે, અને હજી ચાલે છે.

§કવિતા વગેરેમાં Thou art going "ધાઉ આર્ટ ગોઇંગ" કામ આવે છે.

| | | |
|---|---|---|
| To look | ટુ લુક. | જોવું. |
| Looking | લુકિંગ. | જોતાં. |
| To speak | ટુ સ્પીક. | બોલવું. |
| Speaking | સ્પીકિંગ. | બોલતાં. |
| To bring | ટુ બ્રિન્ગ. | લાવવું. |
| Bringing | બ્રિન્ગિંગ. | લાવતાં. |
| To learn | ટુ લર્ન. | ભણવું. |
| Learning | લર્નિંગ: | ભણતાં. |
| To teach | ટુ ટીચ. | ભણાવવું. |
| Teaching | ટીચિંગ. | ભણાવતાં. |
| To hear | ટુ હીઅર. | સાંભળવું. |
| Hearing | હીઅરિંગ. | સાંભળતાં. |
| 2 :— | | |
| To live* | ટુ લિવ્. | રહેવું. |
| Living | લિવિંગ. | રહેતાં |
| To make | ટુ મેક | બનાવવું |
| Making . | મેકિંગ | બનાવતાં. |
| To give | ટુ ગિવ્ | આપવું. |
| Giving | ગિવિંગ | આપતાં. |
| To take | ટુ ટેક | લેવું. |
| Taking | ટેકિંગ | લેતાં. |
| To prepare | ટુ પ્રીપેઅર | તૈયાર કરવું. |
| Preparing | પ્રીપેઅરિંગ | તૈયાર કરતાં. |

*જે ક્રિયાપદોની પછવાડે e અક્ષર હોય છે તેનો ચાલુ વર્તમાનકાળ બનાવતી વખતે ing લગાડતા e નીકળી જાય છે. જેમકે to come; આવવું; coming=આવતાં.

| | | |
|---|---|---|
| Mango | મૅન્ગો | આંબો. |
| Train | ટ્રેઇન | આગગાડી. |
| Business | બિઝનેસ | ધંધો. |
| Cook | કુક | રસોઇઓ. |
| Carpenter | કાર્પેન્ટર | સુથાર |
| Washerman | વૉશરમૅન | ધોબી. |

---

| | | |
|---|---|---|
| He is coming | હી ઇઝ કમિંગ | તે આવે છે. |
| I am reading | આઇ ઍમ રીડિંગ | હું વાંચું છું. |
| We are writing | વુઇ આર રાઇટિંગ | અમે લખીએ છીએ. |
| He is speaking | હી ઇઝ સ્પીકિંગ | તે બોલે છે. |
| We are coming | વુઇ આર કમિંગ | અમે આવીએ છીએ. |
| I am eating | આઇ ઍમ ઈટિંગ | હું ખાઉંછું. |
| He is drinking | હી ઇઝ ડ્રીન્કંગ | તે પીએ છે. |
| You are writing | યુ આર રાઇટિંગ | તું લખે છે; તમે લખોછો |
| They are speaking | ધે આર સ્પીકિંગ | તેઓ બોલે છે. |
| I am running * | આઇ ઍમ રનિંગ | હું દોડુંછું. |
| They are bringing | ધે આર બ્રિન્ગિંગ | તેઓ લાવે છે. |
| I am hearing | આઇ ઍમ હીઅરિંગ | હું સાંભળું છું. |
| Mohan is looking | મોહન ઇઝ લુકિંગ | મોહન જૂએ છે. |

---

* કઇકઇ જગ્યાએ ક્રિયાપદની પછી ing લગાડતી વખતે તેનો છેલ્લો અક્ષર બમણો કરવો જોઇએ તે જાણવા માટે વ્યાકરણના નિયમો આ ચોપડીને છેડે જુઓ.

| | | |
|---|---|---|
| He is writing a letter. | હી ઇઝ રાઇટિંગ એ લેટર | તે કાગળ લખે છે. |
| I am reading this book. | આઇ ઍમ રીડિંગ ધિસ બુક | હું આ પુસ્તક વાંચું છું. |
| He is walking slowly. | હી ઇઝ વૉકિંગ સ્લોલી | તે ધીમે ધીમે ચાલે છે. |
| I am not going. | આઇ . ઍમ નૉટ ગોઇંગ | હું જતો નથી. |
| He is going out. | હીઇઝગોઇંગ આઉટ | તે બહાર જાય છે. |
| Jairam is coming. | જયરામ ઇઝ કમિંગ | જયરામ આવે છે. |
| That man is going. | ધૅટ મૅન ઇઝ ગોઇંગ | પેલો માણસ જાય છે. |
| I am going to the school. | આઇ ઍમ ગોઇંગ ટુ ધી સ્કુલ | હું નિશાળે જાઉંછું. |
| I am not going to the office to-day. | આઇ ઍમ નૉટ ગોઇંગ ટુ ધી ઑફિસ ટુ ડે | હું આજે ઓફિસે જતો નથી. |
| He is going to Poona to-day. | હી ઇઝ ગોઇંગ ટુ પૂના ટુ-ડે | તે આજે પૂના જાય છે. |
| My cousin is coming from Bombay to-day. | માઇ કઝિન ઇઝ કમિંગ ફ્રૉમ બૉમ્બે ટુ-ડે | મારો પિત્રાઇ આજે મુંબઇથી આવે છે. |

| | | |
|---|---|---|
| I am going to Rohri on business. | આઇ ઍમ ગોઇંગ ટુ રોહરી ઑન બિઝિનેસ | હું રોહરી કામ માટે જાઉંછું. |
| My father is writing letters. | માઇ ફાધર ઇઝ રાઇટિંગ લેટર્સ | મારા પિતાજી કાગળો લખે છે. |
| Navin is eating a mango. | નવીન ઇઝ ઇટીંગ એ મૅન્ગો | નવીન આંબો ખાય છે. |
| I am asking you. | આઇ ઍમ આસ્કિંગ યૂ | હું તમને પૂછું છું. |
| Baboo is drinking water. | બાબુ ઇઝ ડ્રિન્કિંગ વૉટર | બાબુ પાણી પીએ છે. |
| I am going to Hyderabad. | આઇ ઍમ ગોઇંગ ટુ હૈદરાબાદ | હું હૈદ્રાબાદ જાઉં છું. |
| He is speaking to his brother. | હી ઇઝ સ્પીકિંગ ટુ હિઝ બ્રધર | તે તેના ભાઈ સાથે વાત કરે છે. |
| He is learning Hindi. | હી ઇઝ લર્નિંગ હિંદી | તે હિંદી શીખે છે. |
| I am teaching him English. | આઇ ઍમ ટીચિંગ હિમ ઇંગ્લિશ | હું તેને અંગ્રેજી શીખવુંછું. |
| The carpenter is making boxes. | ધી કાર્પેન્ટર ઇઝ મેકિંગ બોક્સિઝ | સુથાર પેટીઓ બનાવે છે. |

| | | |
|---|---|---|
| The washerman is bringing your clothes. | ધી વૉશરમૅન ઇઝ બ્રિન્ગિંગ યુઅર ક્લોધ્સ | ધોબી તમારાં કપડાં લાવે છે. |
| The cook is preparing the food. | ધી કુક ઇઝ પ્રીપેઅરિંગ ધી ફૂડ | રસોઇઓ ખાવાનું તૈયાર કરે છે. |
| This train is going to Quetta. | ધિસ ટ્રેઇન ઇઝ ગોઇંગ ટુ (ક્વેટા) કુએટા | આ આગગાડી ક્વેટા જાય છે. |

## *Tenth Lesson* ટેન્થ લેસન પાઠ ૧૦મો.

### ક્રિયાપદોનું રૂપાખ્યાપન.

| | | |
|---|---|---|
| I shall* go | આઇ શૅલ ગો | હું જઇશ. |
| We shall* go | વુઈ શૅલ ગો | અમે જઇશું. |
| You will§ go | યુ વિલ ગો | તમે જશો. |
| He will go | હી વિલ ગો | તે જશે. |
| They will go | ધે વિલ ગો | તેઓ જશે. |

*I અને we એ બન્ને માટે shall (શૅલ) વપરાય છે. પણ કોઈ વખત will (ઉવિલ) પણ (shall) શૅલને બદલે વપરાય છે. દાખલા તરીકે I will go (આઇ ઉવિલ ગો) હું જઇશ.

§Willનો ઉચ્ચાર ગુજરાતીમાં ઉવિલ તથા વિલ એમ બન્ને રીતે થાય છે. આ ચોપડીની અંદર તે બન્નેનો ઉપયોગ કરવામાં આવેલ છે.

## દાખલાઓ.

| | | |
|---|---|---|
| I shall come | આઇ શૅલ કમ | હું આવીશ. |
| He will come | હી ઉવિલ કમ | તે આવશે. |
| We shall run | વુઇ શૅલ રન | અમે દોડશું. |
| They will write | ધે વિલ રાઇટ | તેઓ લખશે |
| We shall read | વુઇ શૅલ રીડ | અમે વાંચશું. |

---

## સાધારણ શબ્દો અને ક્રિયાપદો.

| | | |
|---|---|---|
| To help | ટુ હેલ્પ | મદદ કરવી. |
| To come back | ટુ કમ બૅક. | પાછું આવવું. |
| To sleep | ટુ સ્લીપ | સુવું. |
| Leave | લીવ | રજા. |
| Post | પોસ્ટ | નોકરીની જગ્યા (અથવા ટપાલ) |
| Message | મેસેજ | સંદેશો. |
| About | અબાઉટ | વિષે. |
| Perhaps | પરહૅપ્સ | કદાચ. |
| Within | ઉવિધિન્ | અંદર. |
| So much | સો મચ | આટલું બધું. |
| To-night | ટુ-નાઇટ | આજ રાતે. |
| At noon | ઍટ નૂન | બપોરે. |
| Next week | નેક્સ્ટ ઉવીક. | આવતે અઠવાડીએ. |
| For a few days | ફૉર એ ફ્યુ ડેઝ | થોડા દિવસ માટે. |

| | | |
|---|---|---|
| The day after tomorrow. | ધી ડે આફ્ટર ટુ-મૅારો | પરમ દિવસે. |

વાક્યો.

| | | |
|---|---|---|
| He will come today. | હી ઉવિલ કમ ટુ-ડે | તે આજે આવશે. |
| I shall go out. | આઇ શૅલ ગો આઉટ | હું બહાર જઇશ. |
| I shall not go. | આઇ શૅલ નૅાટ ગો | હું જઇશ નહિ. |
| I shall wait for you. | આઇ શૅલ ઉવેઇટ ફૅાર યુ | હું તમારા માટે થોભીશ. |
| He will return soon. | હી ઉવિલ રિટર્ન સૂન | તે જલ્દી પાછો આવશે. |
| I shall ask him. | આઇ શૅલ આસ્ક હિમ | હું તેને પુછીશ. |
| He will not come here. | હી ઉવિલ નૅાટ કમ હીઅર | તે અહિંઆ આવશે નહિ. |
| I shall help you. | આઇ શૅલ હેલ્પ યુ | હું તમને મદદ કરીશ. |
| They will help me. | ધે ઉવિલ હેલ્પ મી | તેઓ મને મદદ કરશે. |
| We shall go there at four o'clock. | વુઇ શૅલ ગો ધેઅર ઍટ ફોર ઓ-ક્લૅાક | આપણે ત્યાં ચાર વાગ્યે જશું. |

| | | |
|---|---|---|
| He will come here tomorrow morning. | હી ઉવિલ કમ હીઅર ટુમૅારો મૅાર્નિંગ | તે અહીંઆ આવતી કાલે સવારે આવશે. |
| You will get the book. | યુ ઉવિલ ગેટ ધી બુક | તમને ચોપડી મળશે. |
| I shall buy this book. | આઇ શૅલ બાય ધિસ બુક | હું આ ચોપડી ખરીદ કરીશ. |
| I shall not give you so much. | આઇ શૅલ નૅાટ ગિવ્ યુ સો મચ | હું તમને આટલું બધું આપીશ નહિ. |
| I shall give you ten rupees. | આઇ શૅલ ગિવ્ યુ ટેન રૂપીઝ | હું તમને દસ રૂપિઆ આપીશ. |
| He will come at noon. | હી ઉવિલ કમ ઍટ નૂન | તે બપોરે આવશે. |
| They will come in the morning. | ધે ઉવિલ કમ ઇન ધી મૅાર્નિંગ | તેઓ સવારમાં આવશે. |
| I shall bring the book tomorrow. | આઇ શૅલ બ્રિંગ ધી બુક ટુ-મૅારો | હું ચોપડી આવતી કાલે લાવીશ. |
| He will send me a message. | હી ઉવિલ સેન્ડ મી એ મેસેજ | તે મને સંદેશો મોકલશે. |

| | | |
|---|---|---|
| I shall get the post. | આઇ શૅલ ગેટ ધી પોસ્ટ | મને જગ્યા (નોકરી) મળશે |
| He will come back within a week. | હી ઉવિલ કમ બૅક ઉવિધિન એ ઉવીક | તે એક અઠવાડીઆમાં પાછો આવશે. |
| I shall stay at Sukkur for a few days. | આઇ શૅલ સ્ટે ઍટ સક્કર ફૉર એ ફ્યૂ ડેઝ | હું સખ્ખરમાં થોડા દિવસ રહીશ. |
| Perhaps they will come to-night. | પરહૅપ્સ ધે ઉવિલ કમ ટુ નાઇટ | કદાચ તેઓ રાત્રે આવશે. |
| I shall come in two days' time. | આઇ શૅલ કમ ઇન ટૂ ડેઝ ટાઇમ | હું બે દિવસમાં આવીશ. |
| Chandrakant will send the book to-morrow. | ચંદ્રકાન્ત ઉવિલ સેન્ડ ધી બુક ટુ-મૉરો | ચંદ્રકાન્ત કાલે ચોપડી મોકલશે. |
| I shall show you my office. | આઇ શૅલ શો યુ માઇ ઑફિસ | હું તમને મારી ઑફિસ દેખાડીશ. |
| We shall go to Quetta the day after tomorrow. | વુઇ શૅલ ગો ટુ કુએટા ધી ડે આફ્ટર ટુમૉરો. | આપણે પરમ દિવસે કુવેટા જશું. |

| | | |
|---|---|---|
| Many parcels will come from Lahore to-day. | મેનિ પાર્સલ્સ ઉવિલ કમ ફ્રૉમ લાહોર ટુ-ડે. | આજે ઘણાં પાર્સલો લાહોરથી આવશે. |
| All these people will go on leave. | ઑલ ધીઝ પીપલ ઉવિલ ગો ઑન લીવ. | આ બધા લોકો રજા ઉપર જશે. |
| I shall write you a letter from Bombay. | આઇ શૅલ રાઇટ યુ એ લેટર ફ્રૅામ બૉમ્બે. | હું તમને મુમ્બઇથી કાગળ લખીશ. |
| He will not come to-day. | હી ઉવિલ નૉટ કમ ટુ ડે | તે આજે આવશે નહિ |
| I shall give you the book to-morrow. | આઇ શૅલ ગિવ યુ ધી બુક ટુ-મૉરો | હું તમને ચોપડી કાલે આપીશ. |
| We shall drink cold water. | વુઇ શૅલ ડ્રિંક કોલ્ડ વૉટર | આપણે ઠંડું પાણી પીશું. |
| They will go to-morrow morning. | ધે ઉવિલ ગો ટુ મૉરો મૉર્નિંગ | તેઓ આવતી કાલે સવારે જશે. |
| I shall write to him next week. | આઇ શૅલ રાઇટ ટુ હિમ નેક્સ્ટ ઉવીક | હું તેને આવતે અઠવાડીએ લખીશ. |

| | | |
|---|---|---|
| I shall go and tell him. | આઇ શૅલ ગો ઍન્ડ ટેલ હિમ | હું જઇને તેને કહીશ. |
| I shall buy a horse. | આઇ શૅલ બાય એ હૉર્સ | હું એક ઘોડો ખરીદ કરીશ. |
| He will get leave. | હી ઉવિલ ગેટ લીવ | તેને રજા મળશે. |
| He will take two rupees for this. | હી ઉવિલ ટેક ટૂ રૂપીઝ ફૉર ધિસ | તે આને માટે બે રૂપીઆ લેશે. |
| We shall wait for you at the station. | વુઇ શૅલ ઉવેઇટ ફૉર યુ ઍટ ધી સ્ટેશન | અમે તમારે માટે સ્ટેશને થોભીશું. |
| He will send me the books from Bombay. | હી ઉવિલ સેન્ડ મી ધી બુક્સ ફ્રૅામ બૅામ્બે | તે મને મુમ્બઇથી ચોપડીઓ મોકલશે. |
| My brother will bring my food. | માઇ બ્રધર ઉવિલ બ્રિંગ માઇ ફૂડ | મારો ભાઈ મારૂં ખાવાનું લાવશે |
| I shall see about it. | આઇ શૅલ સી અબાઉટ ઇટ | હું તે બાબત જોઇશ. |
| He will sell this book for five rupees. | હી ઉવિલ સેલ ધિસ બુક ફૉર ફાઇવ રૂપીઝ | તે આ ચોપડી પાંચ રૂપીએ વેચશે. |

## નીચેના વાક્યોનો ગુજરાતીમાં તરજુમો કરો.*

1. He will come tomorrow. 2. I shall wait for him. 3. They will return soon. 4. We shall ask him. 5. He will help you. 6. I shall go to the office at 10 o'clock. 7. He will sell these books. 8. He will not take less than ten rupees. 9. I shall send you a message. 10. My son will show you my office. 11. He will write me a letter from Bombay. 12. You will get 10 days' leave. 13. I shall take eight annas for this book. 14. My brother will give me all the books. 15. I shall buy only one book.

---

## નીચેના વાક્યોનું અંગ્રેજીમાં ભાષાંતર કરો.*

૧. અમે કાલે આવશું. ૨. તે મારે માટે થોભશે. ૩. હું જલદી પાછો આવીશ. ૪. તે મને પૂછશે. ૫. તે મને મદદ કરશે. ૬. હું ઓફિસેથી ૫ વાગે પાછો આવીશ. ૭. તે આ ચોપડી વેચશે નહિ. ૮. હું આ ચોપડી ખરીદ કરીશ નહિ. ૯. હું તમને દશ રૂપીઆથી વધારે નહિ આપું. ૧૦. મારા ભાઇને પંદર દિવસની રજા મળશે. ૧૧. હું તમને આ ચોપડી માટે બે રૂપીઆ દઇશ. ૧૨. ટપાલવાળો બે વાગે કાગળ લાવશે. ૧૩. તે મને સક્કરથી તાર મોકલશે. ૧૪. અમે કાલે કરાચી જઇશું. ૧૫. આજ ચોપડીઓની ગાંસડી આવશે.

---

*આ પાઠનો તરજુમો ઇંગ્લિશ ટીચર ભાગ ત્રીજામાં છપાશે. કે જે જલ્દીથી બહાર પાડવામાં આવશે.

